# 12. રાવણનું મિથ્યાભિમાન

**ગિરધર**

**જન્મ : 1787, અવસાન : 1852**

કવિ ગિરધરદાસનો જન્મ વડોદરા જિલ્લાના માસર ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ ગરબડદાસ. 'ગિરધરકૃત રામાયણ' અને 'રાજસૂયયજ્ઞ' તેમનાં જાણીતાં પુસ્તકો છે.

'ગિરધર' મૌલિક, કલ્પિત કે ઐતિહાસિક કથાનું વિશદ રીતે આલેખન કરે છે અને એ રીતે કથાનિરૂપણનો નિરાળો રસ પેદા કરે છે.

સીતાના સ્વયંવર માટે જનકરાજાએ દરબારમાં શિવજીએ આપેલું ત્ર્યંબક નામનું ધનુષ્ય મૂક્યું હતું અને જાહેર કર્યું હતું કે જે કોઈ રાજા એ ધનુષ્ય ઉપાડી શકશે, તેની સાથે તેની પુત્રી સીતાનાં લગ્ન થશે. લંકાનો રાજા રાવણ પણ સીતાના સ્વયંવરમાં હાજર રહ્યો હતો. તેને પોતાના બળનું અભિમાન હતું. એ રુઆબભેર ધનુષ્ય પાસે ગયો પણ ધનુષ્ય ઊપડ્યું નહી અને તે ધનુષ્યતળે દબાઈ ગયો. તેની ભારે ફજેતી થઈ. એ પ્રસંગનું કવિએ આ કાવ્યમાં સુંદર વર્ણન કર્યું છે.

અભિમાન કરીને બોલિયો, તે સમયે રાવણરાજ :
''અલ્યા જનક ! તે શું પણ કર્યું છે ? કહે મુજને આજ.''
તવ વિદેહે ત્ર્યંબક દેખાડ્યું, રાવણને તત્કાળ :
''એ ચાપ ચઢાવે તેને કન્યા, આરોપે વરમાળ.''
એવું સાંભળીને અટ્ટહાસે, હસ્યો રાવણ રાય;
''કૈલાસ સરખો હલાવ્યો, કોણ માત્ર ધનુષ કહેવાય ?
મેં અમર બંદીવાન કીધા, હું રાવણ બળિયો સત્ય,

કંદુકની પેરે ઉછાળું મેરુ, મંદ્રાચળ પરવત.

પૃથ્વી ઊંધી કરી નાખું, પલકમાં નિરધાર;

બ્રહ્માંડ ચાક ચડાવું તો, એ ધનુષના શા ભાર ?''

એમ ઘણાં વચન બોલી, પછે ઊઠિયો રાવણરાય;

વસ્ત્રાભૂષણ સંભાળીને, ધનુષ ભણી તે જાય.

ત્યારે સીતાને ચિંતા થઈ, જે રાવણ કરશે કામ;



પછે સ્તુતિ શિવઉમિયા તણી, કરતાં સતી અભિરામ :

''મહારાજ શિવ સંકટહરણ, રાખજો મારી લાજ;

હાલે નહિ રાવણ થકી, ત્ર્યંબક તમારું આજ.''

એમ સીતાના મન તણી ચિંતા, જાણી રામે એહ;

કરી વિકટ દૃષ્ટિ ધનુષ્ય ઉપર, થયું ગૌરવ તેહ.
રાવણે આવી બાથ મારી વીશ કરશું ત્યાંહ્ય;
લેશ હાલે નહિ તે, ઘણો ભાર ત્ર્યંબક માંહ્ય.
તદા થયો નિસ્તેજ રાવણ, સ્પર્શતાં શિવચાપ;
હલાવ્યું હાલે નહિ, ત્યારે પામ્યો મન પરિતાપ.
પછે અધર પીસે દંત, રીસે રક્તલોચન ક્રોધ,
ધનુષ તે તવ ઉપાડ્યું, ઘણું જોર કરીને જોધ.
પરસ્વેદ ચાલ્યો અંગથી, ઊંચું કર્યું બલવાન;
ઘણો શ્વાસ ચઢિયો શૂરને, થયું મન ઘણું અભિમાન.
ઊભું કર્યું જવ ધનુષ્યને, અતિ બળ કરી મહાકાય,
કર માંહેથી લથડ્યું તદા, તવ પડ્યો રાવણરાય.
પૃથ્વી ઉપર પડ્યો દશમુખ, થયો પૂર્ણ પ્રહાર;
તેની ઉપર પડ્યું ત્ર્યંબક, ચંપાયો તેણી વાર.
તે ભડાકો સબળો થયો ઘણી ઊડી રજ તે ઠાર;
રુધિર ચાલ્યું મુખ થકી, કચ્ચર થયો નિરધાર.
પોકાર કરતો બોલિયો, ‘‘તમે સુણો સરવે જન !
હું દબાયો છું, મને કાઢો, થાય પીડા તન.
અરે જનક ! મુજને કાઢ વહેલો, જશે મારા પ્રાણ;
તો કુંભકરણ, ઇંદ્રજિત, તુજને મારશે નિરવાણ.

પુરભંગ કરશે અસુર તારું, લેશે મારું વેર;

પામું નવો અવતાર જો, જાઉં જીવતો મુજ ઘેર.''

એમ તે સમે ચંપાયો રાવણ, થયું દુઃખ અપાર,

પૃથ્વી પર પડ્યો નિશિચર, કરે મુખ પોકાર.

પોકાર કરતો મુખે રાવણ, પીડા પામે તન રે;

ત્યારે સર્વ સભા સાંભળતાં, બોલ્યા જનકરાય વચન રે.

–'ગિરધરકૃત રામાયણ'

## ● ટિપ્પણ

**વિદેહ** જનક રાજાનું એક નામ **ત્ર્યંબક** શિવજીના ધનુષ્યનું નામ **ચાપ** ધનુષ્ય **અટ્ટહાસ્ય કરવું** ખડખડાટ હસવું **કંદુક** રમવાનો દડો **બંદીવાન** કેદી **ભૂષણ** ઘરેણું **અભિરામ** મનોહર **સંકટહરણ** (અહીં) દુઃખ હરનાર **નિસ્તેજ થવું** ઝંખવાવું **પરિતાપ** સંતાપ **અધર** નીચલો હોઠ **જોધ** યોદ્ધો **પરસ્વેદ (પ્રસ્વેદ)** પરસેવો **પ્રહાર** ઘા **કચ્ચર થવો** (અહીં) કચડાવું **પુરભંગ** નગરનો નાશ **ચંપાવું** (અહીં) દુઃખથી દાઝવું **નિશિચર** રાક્ષસ **વસ્ત્રાભૂષણ** (વસ્ત્ર - આભૂષણ) કપડાં અને ઘરેણાં **બ્રહ્માંડ ચાક ચઢાવું** સમસ્ત વિશ્વને ગોળ ફેરવવું **નિરધાર (નિર્ધાર)** નક્કી **વિકટ દૃષ્ટિ** તીક્ષ્ણ નજર **ગૌરવ** (અહીં) ભારેખમ **વીશ** (અહીં) વીસ **સ્વયંવર** કન્યા પોતે વર પસંદ કરે તે માટેનો સમારંભ **તતકાળ (તત્કાળ)** તે જ વખતે **રક્તલોચન** લાલ આંખો **મેરુ, મંદ્રાચળ** પર્વતોનાં નામ **કરશું** હાથ વડે **શિવચાપ** શિવજીનું ધનુષ્ય ત્ર્યંબક

## ● ભાષા-સજ્જતા

### ● વાર્તાલેખન ●

વાર્તા સૌને સાંભળવી કે વાંચવી ગમે છે. વાર્તારસ માણવાની માણસને મઝા આવે છે. ઘણી વાર્તાઓમાં જીવનબોધ મળે, તેવો સાર સચોટ રીતે પ્રગટ થતો હોય છે.

પરંતુ રસ જમાવે તેવી રીતે વાર્તા કહેવાનું કે લખવાનું બધાંને ફાવતું હોતું નથી. તેથી વાર્તા લખવાનો મહાવરો જરૂરી છે. તે માટે વાર્તાલેખનનાં જરૂરી પાસાં સમજવાં જોઈએ. એને આધારે વાર્તાઓ લખવી જોઈએ. આમ, વાર્તા લખવાનો મહાવરો થાય, તો પછી સ્વતંત્રપણે વાર્તા લખી શકાય છે.

## મુદ્દા ઉપરથી વાર્તા લખવા માટે નીચેની બાબતોને ખાસ ધ્યાનમાં રાખવી જોઈએ :

(1) આપેલા મુદ્દાઓને માત્ર જોડવાના નથી. દરેક મુદ્દાનો કલ્પનાની મદદથી વિસ્તાર કરવો જોઈએ.

(2) વિસ્તારમાં શક્ય હોય ત્યાં પાત્ર, પ્રસંગ, સ્થળ કે સમયનું વર્ણન કરવું જોઈએ. વર્ણન હૂબહૂ અને ટૂંકું હોવું જોઈએ.

(3) પ્રસંગો કે વર્ણનો એકબીજાં સાથે એવી રીતે સાંકળવાં જોઈએ કે વાર્તા તૂટક ન લાગે, પણ સળંગ લાગે.

(4) જરૂરી હોય ત્યાં સંવાદો લખવા જોઈએ. સંવાદો ટૂંકા અને સ્વાભાવિક હોવા જોઈએ.

(5) પ્રસંગો, વ્યક્તિઓ કે સંવાદોનું વર્ણનમાં પ્રમાણ જળવાવું જોઈએ. અતિ લાંબું વર્ણન ન કરવું જોઈએ.

(6) વાર્તાના મુખ્ય વિચાર, પ્રસંગ કે સંવાદ મુજબ ફકરા પાડવા જોઈએ.

(7) વાર્તાનો અંત વાર્તાના હેતુને સ્પષ્ટ કરે તેવો અને બંધબેસતો હોવો જોઈએ.

(8) વાર્તાને યોગ્ય શીર્ષક આપવું જોઈએ. શીર્ષક વાર્તાના હેતુ પરથી કે ધ્યાન ખેંચતી મુખ્ય બાબત ઉપરથી આપવું જોઈએ. શીર્ષક ટૂંકું હોવું જોઈએ.

## ● અભ્યાસ

### 1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :

(1) સભામંડપમાં રાવણ કેવી રીતે બોલ્યો ?

(2) સીતાના સ્વયંવરમાં મૂકેલ ધનુષ્યનું નામ શું હતું ?

(3) શિવ-ઉમિયાની સ્તુતિ કોણે કરી ?

(4) રાવણ પોતાના હોઠ દાંત વડે શા માટે પીસે છે ?

(5) ધનુષ્ય નીચે દબાયેલો રાવણ શી વિનંતી કરે છે ?

(6) રાવણના મતે જનકરાજાને કોણ મારશે ?

## ● સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર લખો :**

(1) જનકરાજાએ સીતાના સ્વયંવર વખતે શી શરત મૂકી હતી ?

(2) રાવણને પોતાનાં કયાં-કયાં પરાક્રમોનું અભિમાન હતું ?

(3) સીતાએ ભગવાન શિવને શી પ્રાર્થના કરી ?

(4) ધનુષ્ય ઉપાડવા જતાં રાવણની શી દશા થઈ ?

(5) ધનુષ્ય નીચે દબાયેલા રાવણે જનકને શું કહ્યું ?

(6) રાવણ ઉપર ધનુષ્ય પડતાં શી દશા થઈ ?

**2. નીચેનાં પાત્રો વિશે એક-બે વાક્યો લખો :**

(1) રાવણ (2) જનક

(3) સીતા (4) રામ

(5) કુંભકર્ણ (6) ઇંદ્રજિત

**3.** 'સીતાસ્વયંવર' વિશે વધુ માહિતી મેળવીને લખો.

**4. આ કાવ્યની પ્રસંગકથાનું વર્ણન તમારા શબ્દોમાં લખો.**

**5. નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો આપો :**

(1) તત્કાળ – ________ (2) રક્ત – ________

(3) કંદુક – ________ (4) લોચન – ________

(5) ભૂષણ – ________ (6) નિશિચર – ________

(7) અધર – ________ (8) પુર – ________

## 6. સૂચના પ્રમાણે કરો :

- કાવ્યમાં આપેલ ચિત્ર ધ્યાનથી જુઓ.
- ચિત્રમાં બનતી ઘટના સંદર્ભે પ્રશ્નો વિચારો.
- તમે વિચારેલ પ્રશ્નોના ઉત્તર ચર્ચા કરીને લખો.
- આમાંથી તમે શું શીખ્યા ? તમને શી મુશ્કેલી પડી ? વર્ગમાં ચર્ચા કરો.

## 7. નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવો :

મંદ્રાચળ, ત્ર્યંબક, ચાપ, ભૂષણ, નિશિચર, મેરુ, ઇંદ્રજિત, અભિમાન

### • પ્રવૃત્તિ

(1) 'ઘમંડ કે મિથ્યાભિમાનથી પતન થાય છે,' તે વિશેની કોઈ વાર્તા મેળવી વર્ગમાં કે પ્રાર્થના-સંમેલનમાં રજૂ કરો.

(2) શિક્ષક પાસેથી અસ્ત્ર અને શસ્ત્રની માહિતી મેળવો.

(3) પૌરાણિક પ્રસંગકથાઓ મેળવો, વાંચો અને રજૂ કરો.

(4) રામાયણમાં આવતાં પાત્રોની યાદી તૈયાર કરો.

•